# જનની




## રતુભાઈ દેસાઈ

# જનની

(એક શોકપ્રશસ્તિ)

રતુભાઈ દેસાઈ

ભજન, પૂજન ને તવ કીર્તનો
યુગ અનંત સુધી જ કર્યા કરું;
તદપિ ના ફિર તૃપ્ત થશે કદિ
ગુણગીતા સહુ કાળ સ્મર્યાં કરું.

સોલ એજન્ટ્સ :
**શિષ્ટ સાહિત્ય ભંડાર**
આનંદ ભવન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ, ૨

## હવે પછી



**માનાં ફૂલ**

(અમર માતૃપ્રેમની પદ્યાવલિ)



**ઇન્દુ અને રજની**

(વિભગ્ન પ્રેમની સ્મૃતિકથા)

# આમુખ

## મા !

એ શબ્દ ઉચ્ચારતાં હું કદી થાકયો નથી. રાતદિન એ શબ્દનું રટણ કરતાં કરતાં કદી ધરાયો નથી. હસતાં અને રોતાં, રોતાં અને હસતાં હું એને કદી ભૂલી શકયો નથી. માની હયાતીમાં એના સ્નેહ અને વાત્સલ્યનો મેં અપૂર્વ અનુભવ લીધો છે. એના વિદેહ બાદ, સુખમાં અને દુઃખમાં, જાગૃતિમાં અને સુષુપ્તિમાં મેં અનેકવાર એનાં દર્શન કર્યાં છે. એની સાથે સ્નેહસંભાષણ કર્યું છે. એને ખોળે માથું મૂકી રોયો છું. અને એણે મારે માથે એક હાથ રાખી બીજે હાથે મારો દુનિયાદારીના ભારથી સોરાયલો વાંસો પસવાર્યો છે.

આનંદ કે હાસ્યને હિલોળે ચઢું છું ત્યારે મને મારી મા જ સાંભરી આવે છે ને આંખમાંથી એક છાનું અશ્રુ સરી પડે છે. આપત્તિમાં મને ઈશ્વર સાંભરતો નથી. માની જ યાદ આવે છે. દુઃખના આંસુવડે એ નામને મેં અનેકવેળા ઓપ આપવાનો પ્રયત્ન કર્યો છે.

ખભે પુસ્તકોનુ પાકીટ ભરાવી બાલમંદિર તરફ ચાલી જતી, તોતલા શબ્દોમાં કાલું કાલું બોલતી, નિર્મલ નેનકીકીઓવાળી બચુકલી કોક બેબીમાં મેં મારી માને જોઇ છે. તો કોકવાર સરસ ચાંલ્લોચોટલો કે વેણીફેણી કરી, કપાળે કંકુની નાની બિંદી ચમકાવતી, વેલબુટ્ટાઓથી ભરેલા ચણિયા પર ગુલાબી ઓઢણી ઉરાડતી, શહેરની સડક પરથી ચાલી જતી, અંગેઅંગમાંથી નિર્મલ પ્રભા પ્રકટાવતી હાઈસ્કૂલની કિશોરીમાં મેં મારી માને જોઈ છે. અને પોતાના ભરાવદાર ખોળામાં નાનાં અપત્યને સુવરાવી, તેનાં કુમળા દેહપર સાળુનો પાલવ પ્રસારી, કમખાના બોરિયાં ઢીલાં કરી, તેના મોંમાં સ્તનો આરોપી અખૂટ પ્રેમપાના વહાવી દેતી કોઇ માતાને જોઇને મને વારંવાર મારી મા સાંભરી આવી છે. મા યાદ આવે છે અને હૈયું ભરાઈ આવે છે. ભરાયેલું હૈયું આંખોને કરગરે છે, "તારાં બારણાં ઉઘાડ. મારાં હર્ષશોકનાં એકાદ આંસુના ટીપાંને બહાર પડવા દે." પણ શિષ્ટ સમાજમાં વસનારી અને સભ્યતાથી ડરનારી આંખ પોતાના કાને હાથ દઈ દે છે. કરગરતા હૈયાના આંસુને એ પાછું સ્વસ્થાને ઠેલે છે. કહે છેઃ "હૃદય, તારું આંસુ તારા સદનમાં જ શમી જવા દ."

વળી કવિતા લખવા કલમ પકડું છું ને મને માનો જ વિષય સૂઝે છે. વાર્તા લખવા બેસું છું ને મને માના પ્રેમની જ વાર્તા વિકસાવવી ગમે છે. આમ જ્યાં જોઉં ત્યાં મને મારી મા જ દેખાય છે. કારણકે બાલક જગતપર અવતરે છે અને

પ્રથમ દર્શન માનું જ કરે છે. પ્રથમ પ્રેમ માનો જ અનુભવે છે. પ્રથમ પોષણ મા પાસેથી જ મેળવે છે. પ્રથમ 'મા-મા' નો જ ઉદ્દગાર કાઢે છે.

નાનાં બાલકબાલિકાનું જગત રમકડામાં કે શાળામાં વિસ્તૃત થાય તે પહેલાં તેનું વિશ્વ માની આસપાસ જ કેન્દ્રિત થયું હોય છે. માનો એક મીઠો સાદ, એક હાલરડું, એક ચુમી, એક લાડભર્યો શબ્દ, એક હેતની ટપલી, માના નયનનો એક અમીવરસાવ બાલકને ભૂખ, દુ:ખ, થાક, તરસ સઘળું ભૂલાવી દે છે. ખોરાક અને પાણીથી બાલક દિનપ્રતિદિન જેટલું મોટું થતું નથી એટલું જાણે તેને માનો પ્રેમ, માનું વાત્સલ્ય મોટું કરે છે.

જન્મથી માંડી ઉત્તરાવસ્થા સુધી, એક યા બીજા સ્વરૂપે માતૃપ્રેમના સિંચને જ માનવી જીવે છે. કારમા દુ:ખની વચ્ચે, જીવલેણ જખમો સમયે, વેદનાઓની વચ્ચે માનવી પ્રથમ પુકાર 'મા' ના નામનો જ કરે છે. 'મા' નો નામોચ્ચાર કરી દુ:ખ સહન કરવાનું બળ તે પ્રાપ્ત કરે છે.

બાલક લૂલું હોય, લંગડું હોય, ખોડખાંપણવાળું હોય, અપંગ હોય, આંધળું હોય, અશક્ત હોય, કદરૂપું હોય, બેડોળ હોય; માને મન તે અમોલું રત્ન જ! રત્નની પેઠે જ તે એને જાળવે છે. અને ક્યારેક એનું એ પ્રાણપ્યારું રત્ન ઝૂંટવાઇ જાય છે ત્યારે? ત્યારે માની જે સ્થિતિ થાય છે તેથી કોણ અજાણ જીવનમાંથી તેનો બધો રસ, બધી આસક્તિ ચાલી જાય છે.

એવો છે અપૂર્વ અને અદ્દભૂત આ પ્રેમ અને આસક્તિનો કોયડો. છે? એવી છે માતા અને શિશુના સ્નેહની આ દિવ્ય દુનિયા.

માએ મારામાં જે રસ પ્રકટાવ્યો તેને પી પીને મેં હૃદયમાં ઋજુતા, કોમલતા, મમતા, પ્રીતિ, પરસ્પર માટેના આદર અને સહિષ્ણુતા વગેરે ગુણોને વિકસાવ્યા. એ જ પ્રેમે હું આજે જે છું તે થયો.

માએ મને માઘેલો બનાવ્યો. હું તેનો સ્નેહઘેલો બન્યો! પણ એજ માએ મને માતૃઉપાસનાની, માતૃપૂજનની નવી દિવ્યદ્રષ્ટિ પણ આપી. એ દ્રષ્ટિ-કિરણે દોરાયેલો હું, માતૃપ્રેમની મધુર શિખામણના પ્રકાશપંથે હિંદમાતાના સ્વતંત્રતાના યુધ્ધના સૈનિકદળમાં દસ વર્ષ પહેલાં કિશોર વયે જોડાયો. અને એક સૈનિકનાં કર્તવ્યો બજાવતો દુશ્મનનો કેદી બની બંદીખાને પડયો.

જેલમાં પૂરાયેલો હું સર્વ વાતે સુખી હતો. જેલજીવનનું એકાંત, જેલ જીવનની લાડમારી એ બધાંને હું ઘોળીને પી ગયો હતો. પણ એ જેલજીવનની વચ્ચે રોજરોજ સવાર સાંજ મને મારી પ્રેમલ માની પવિત્ર યાદ દ્વિગુણિત બળે આવ્યા કરતી.

જેલની દિવાલો પાછળ પૂરાયલો હું માને જાગતાં અને ઉંઘતાં જોયા કરું. તેની સાથે સ્વપ્નમાં વાતો કરું. નજર ભરીભરીને તેનો વૃદ્ધ, કૃશ, અશક્ત, વ્યાધિથી ઘેરાયલો દેહ અને દીન છતાં તેજસ્વી પ્રેમલ મુખમુદ્રા જોતો રહું. એ કલ્પનાસૃષ્ટિમાં કલાકો ગાળતો હું તેને ક્ષેમસમાચાર પૂછું. તેને મારા કુશળ ખબર આપું.

હું કહું: "મા, કેવો દુષ્ટ છું! તને એકલીને રઝળતી મૂકીને જેલમાં ભાગી આવ્યો છું. તારી સેવા કરવાની મૂકીને, માની લીધેલી કાલ્પનિક માની સેવા કરવાને, કર્તવ્યવિમુખ બની, અહીં ચાલી આવ્યો છું. મા, એકજ વખત ભૂલ થઇ. હવે ફરી આવી ભૂલ નહીં કરું. મારા જેલવાસના દિવસો જ હવે ગણું છું. વહેલો છૂટીશ. તને આવીને ભેટીશ. તારી સેવાચાકરી કરીશ. તને મારા પ્રેમથી નવરાવીશ. તારું માથું દાબીશ. તારા પગ ચાંપીશ. તારો સાડલો ધોઇશ. તને ઘરકામમાં મદદ કરીશ."

એક મન આવી કલ્પના કરી કરી રિબાય, ઝૂરે, હિજરાય. મનની આ કેવી દ્વિધા? બીજું મન કહે: "રે, રે, માનો પ્રેમ તને આટલો દૂબળો કેમ બનાવે છે? મા તારી એકની જ છે? દેશમાં-દુનિયામાં પુત્ર વિનાની માતાઓની ખબર કોણ લેશે? અને તારી માને શેની ખોટ છે? બે ટંક પૂરતું ભોજન મળે છે. કપડાં મળે છે. દવાદારુ મળે છે. પણ પ્હણે જો. પેલી પુત્રવિહોણી અને પ્હણે છતે પુત્રે દુઃખિયારી માતાઓ. તેમનું કોણ?"

વળી મન કલ્પનાની પાંખે ચઢે:

"મા, છૂટવાને માત્ર......મહિના બાકી છે. છૂટીને હું આવીશ. પછી તારી પાસેથી આઘો ખસીશ નહીં: પછી મા, મારી દુનિયા તુંમય, તારી દુનિયા હુંમય. હું અને તું. તું અને હું. મા અને પુત્ર, પુત્ર અને મા!"

પણ રે!.......

એક રાત્રે જેલની પથારીમાં પડયાં પડયાં ભર ઓથારે હું દબાયો. છાતીમાં કેટલો ડૂમો! કેવું લાંબુ, બિહામણું, ભયંકર એ સ્વપ્ન! બહુ વહેલી સવારે જાગી પડયો. આખું શરીર ઉત્સાહ અને સ્ફુર્તિહીન બની ગયું હતું. રોજની શક્તિ આજે નષ્ટ થઇ ગઇ હતી. તે દિવસની સવાર અને બપોર ઘરના ખબરની રાહ ભાળવામાં જ ગાળી. છેક મોડી સાંજે મારા નામનો ઘરનો કાગળ આવ્યો. મારા શિક્ષકમિત્ર શ્રી ગોકુળભાઇ ભટ્ટ તે લઇ આવ્યા.

કાગળમાં રહેલ રહસ્યનો અર્થ સ્ફુટ થતાં જ મારે ગળે ડૂમો ભરાયો. સત્યાગ્રહી કેદીઓથી ચિકાર ભરેલી બેરેકમાં હું 'મા, મા' કહી ડૂસકાં ભરવા લાગ્યો.

નમતી સાંજે પ્રેયસચિંતક મને મનસૂબો કર્યો: "કેમે કર્યું અહીંથી છૂટાય નહીં? પાંખ હોત તો ઊડીને જાત નહીં?" શ્રેયસચિંતક મને પ્રેયસચિંતક મનને દબાવી દઇ કહ્યું:. "દુર્બલ, હવે મા થોડી જ મળશે? એ તો ગઇ! એના પ્રેમનું માત્ર સ્મરણ કર."

માનું સ્મરણ જેલમાં શતશત બળે હૃદયમાં પ્રકટવા લાગ્યું. મારી નિર્બળતા છૂપાવવા, બધા કેદીઓ સૂઈ જાય અને ભરઉંઘમાં પડે ત્યારે, હું બૅરેકને એક ખૂણે જઇ, કામળો ઓઢી લઇ, છૂપાઇને પેટ ભરીભરીને ખૂબ ખૂબ રડું. માને યાદ કરું. જીવનના ગત પ્રસંગોને તાજા કરું.

એ સ્મરણ અને એ શોક જેલવાસમાં ક્યારેક પદ્યરૂપે સ્ફુર્યો અને જેવો સ્ફુર્યો તેવો ઊતાર્યો. જેલમાં કેટલાક સમભાવી મિત્રોએ મારી રચના જોઇ. ઘણાએ તે વાંચી. સદ્‌ગત માના પ્રેમના આંસુથી ભીંજાતા મેં તેમને જોયા.

મેં વિચાર્યું: મારે કાવ્યકલાની સંપૂર્ણતા સાથે, કવિતાની શ્રેષ્ઠતા સાથે શો સંબંધ છે? જે સ્વરૂપે છે એ સ્વરૂપે મારો આ શોકનો ઊભરો, માતૃવિરહી બીજાં શિશુહૃદયોને કાંઇક પ્રેમથી ભીંજવવામાં સફળ થશે તો તે જ તેના લેખનની યથાર્થતા ને તેના લેખકનીયે કૃતકૃત્યતા!

૧૯૩૨ ના વિસાપુર જેલના વાસ દરમિયાન લખાયેલ આ શોકસંહિતા આઠ વર્ષ મારી પાસે પડી રહી. ક્યારેક ક્યારેક મિત્રોના હાથમાં વાચન માટે જતી. એવા જ એક મિત્રે આની પ્રસિદ્ધિ માટે કહ્યું. પણ મારો સંકોચ કેમે કર્યો છૂટતો નહોતો. મેં સંકોચપૂર્વક કહ્યું: "કવિતા લેખે ગણાય એવું એમાં ખાસ કશું નથી. એ તો છે માત્ર પદ્યમય.શોકનો ઉદ્‌ગાર.

એમણે પૂછ્યું: "કવિતા લેખે ગણાય એ આશયથી જ તમે આ રચના કરી છે?"

"ના, એ પદ્યરચના કેવળ મારા શોકસંતાપના શમન માટે જ લખેલ છે."

એમણે કહ્યું: "તો આ રચના તમારા જેવા બીજા અનેક માતૃવિહીન હૃદયને સ્પર્શે તો શું ખોટું?"

તેથી, હવે મર્યાદિત વાચકવર્ગ પાસેથી ખસેડી **"જનની"**ને ગુજરાતી લખતા વાંચતા વિસ્તૃત વાચકવર્ગ સમક્ષ રજુ કરું છું. મારી આ રજુઆત કવિતાલેખકને દાવે નથી. કવિતા લખે તે બધા જ કવિ નથી હોતા એ હું જાણું છું.

એટલે આ ગાન જો કાવ્યરસિકોનાં આદર અને પ્રશંસા પામશે તો તે એક કેવળ અકસ્માત જ. એ આદર અને પ્રશંસાપાત્ર નહીં નીવડે તો ભલે, જગતના તુમુલ કોલાહલમાં આ રુદનનો ધ્વનિ પણ વિલીન થઇ જતો.

૧૫ : ૧૧ : ૪૦
**વીલેપારલે**

**રતુભાઈ દેસાઈ**

## આભાર દર્શન

'જનની'ના લેખન, મુદ્રણ અને પ્રકાશનમાં રસ લેનાર અને સલાહસૂચના દેનાર સહુ મિત્રોનો હું આભારી છું. તેમજ 'જનની'નું દ્વિરંગી મુખપૃષ્ઠ તૈયાર કરનાર ચિત્રકાર ભાઈ મોરારજી સંપતનો પણ હું ખૂબ આભારી છું.

રતુભાઈ દેસાઈ

(ઉપજાતિ)

કો ભસ્મના ચણ્ડ સમૂહ મધ્ય
ભારેલ અગ્નિ ધૂંધવાય ભારે,
ધગંત અંતે પ્રજળી ઉઠંત
વહ્નિફણા ચોગમ તે પ્રસારે.

આજે જનેતા, તવ શોકવહ્નિ
બુદ્ધિ તણાં બંધન સર્વ છેદી,
અને દિશાકાળ અમાપ ભેદી,
અનંત જ્વાલે જગને જળાવે.

અગાધ આ વ્યોમવિહાર છાય,
નક્ષત્ર ને તારક આવરાય,
ધરિત્રી પાતાળ કરંત એક
ફેલાય શોકાગ્નિ સમસ્ત લોક.

દિગંતમર્યાદ અનંત વીંધી
બાંધી મહાકાળની પાંખ સર્વ,
બ્રહ્માંડ ચોમેર અખંડ વીંટી
આજે ઉજાવું તવ શોકપર્વ.

* * *

જ્વાલા, જલો કાં અતિ મંદ મંદ?
બાળો ધીમે કાં મમ અંગ અંગ?
પ્રચંડ જ્વાલા દુઃખકેરી માંહીં
હોમાઇ જાવા તલસું પતંગ.

(૧)

( દ્રુતવિલંબિત )

હજીય કાલ સુધી ફરતી હતી
ગૃહતણા પ્રતિખંડ વિષે અહીં,
પ્રિયસમૂહ અને ફળિયા મહીં
જનની, તું હસતી વસતી હતી.

અચલ આશ, મહારસ, વાંછના
નવલ મંગલ અંતર ધારતી,
નિરખતી નવદૃશ્ય ભવિષ્યનાં,
હજીય કાલ સુધી ફરતી હતી.

પ્રિયજનો અમ અક્ષરધામમાં
જઇ વસ્યાં તુજ પૂર્વ જે ત્યહીં,
ઉર વિષે સ્મરી સ્નેહ શું તેમના
જનની, તેં ત્યજિયાં અમને અહીં ?

વિષમ કંટક શૂળ થકી ભર્યા,
જીવનના તુજ પંથ હતા અહીં;
વ્રણ અનેક પડયા તલની મહીં.

ચરણને શ્રમથી, વ્રણથી અને
અટનથી વિરતિરસ અર્પવા,
અમરભોમ તણા પથ શું ધર્યા ?

જનક જે મુજને તુજને અને
અવર સૌ શિશુના ગણને ત્યજી
પથ પળ્યા પર સૃષ્ટિ તણા અરે,

વિષમ તે પથ તેં પ્રિય તાતનો
ક્યમ ગ્રહ્યો? કથજે કંઇ માત એ!

અવર સૃષ્ટિતણા પથ તે તને
ક્યમ ગમ્યા જનની, ન કહે મને?

(૨)

યદિ હશે તવ તે પથ રૂડલા
સુરસ કેસર કુંકુમથી પૂર્યાં;
કુસુમપુંજ સુગંધિત પાથર્યાં,
પ્રકૃતિની કંઇ દિવ્ય રચી કલા.

નવલ પુષ્પ પરાગ રજો લઇ,
મધુર ગીતસ્વરો શ્રવણે દઇ,
અનિલ શું સુરભિ લઇને વહે?
વ્યજન મંદ સુમંદ કરી રહે.

નહિ હશે રવિચંદ્ર ઝગાર ત્યાં,
ઝગત તેજ અનંત અનસ્ત ત્યાં;
યદિ ન જન્મ અને નિધને હશે,
અમર મંગલ જીવન ત્યાં વસે?

પ્રણયભગ્ન ઉરો નવ ત્યાં વસે,
રુદન, અશ્રુ, ઉના ઉછ્વાસ ના;
વિમલ મૌક્તિક મુક્તસુહાસનાં
વિશદ આનનથી ઝરતાં હશે?

ત્યહીં ન આશ, નિરાશ, દુરાશના
ધબકતા ધબકાર ઉરે હશે;
ભય અને ભ્રમણા મનક્લેશના
ભભુકતા ભડકા દિલ ના ડસે.

અમર મંગલ જીવન ત્યાં હશે;
જીવનયજ્ઞતણી શુચિ ભાવના
ક્ષિતિજમાં રચતી કિરણાવલી
જીવનનો ગૂઢ કંપિત તાર જ્યાં;
અણુઅણી સ્થિરસ્થંભિત થાય ત્યાં,
જગત દિવ્ય રસે રસિયું હશે!

(૩)

વદનની વિમલા પ્રિય તે છવિ,
અહ! અદૃશ્ય થઇ અહીંથી હવે
નહિ શકું નિરખી અવ આ ભવે!

લલિત લાડથી વત્સલ ભાવથી
અગણ ચુંબન તેં દીધલાં મને,
મૃદુલ ભાલ, શિરે, અધરો પરે.
હજીય રેખ નવાંકિત તે ઉરે,
અવનવી સ્મૃતિઓ રસદા ભરે.

મધુર હાલરડે હીરદોરથી
શિશુવયે ઝુલવ્યો પ્રિય પાલણે.
અજબ ભાવ ભર્યા ભણકાર તે,
હલકથી ભરિયા રણકાર તે,
હજીય રે! શ્રવણે મમ સંચરે;
હજીય તે મમ અંતરને ભરે.

સુભગ તે તવ ચિહ્ન સુહાગનાં
જીવનમંગલમૂર્તિ સમાં સ્મરું.
ક્ષુભિત માનસકંપવિરાગનાં
અમલ લોચન અશ્રુ તને ધરું.

દીનન દીનતણી અમ દીવડી
સ્ફટિક રત્નપ્રકાશ થકી મઢી;
સતત સ્થિર અખંડિત જ્યોતથી,
ઝગઝગી ગૃહને અજવાળતી.

ગરીબની જંઈદોલત તું હતી,
જતન કીધ અતીશ મથી મથી;
વિધિ ગયો છિનવી પણ બા, તને
રુદન ભાગ્ય રહ્યું અમ રંકને.

(૪)

તુમુલ વાયુ વિષે પુરપાટમાં
અમર આશ સુદોર થકી ગ્રથ્યો,
સ્વરુપ સૂક્ષ્મ નિરંતર ધારતાં
કનકવો તવ જીવનનો ચગ્યો.
અધિક ઉર્ધ્વ નભે વધતો રહ્યો.

પ્રલયવાયુ વધ્યા પુરપાટમાં
નહિ નહિ અહ, દોર ટકી શકી;
નહિ નહિ જ પતંગ ચગી શકી,
જનની, ખેલ અપૂરણ સૌ રહ્યા!
અમર દોર : પતંગ : ઉડી ગયા!

(૫)

જીવનચિત્રક તું અમ ભાગ્યની
રસિકડી પ્રતિમા: રસ રાગની;
કુસુમ કેતકી તું અમ બાગની,
સુરભિ તું નવપુષ્પ પરાગની.

ગૃહસરોવર કેરી મૃણાલિની,
જલ વિષે ઝુલતી રહી તું ભીની.
ઉરરસે, શિશુ વત્સલતારસે
પ્રિય પ્રફુલ્લતી સ્નેહતપસ્વિની.

(૬)

અવતરી તવ અંકથી માવડી,
પ્રથમ ક્રૂંદનના રવ મેં કર્યાં;
પરમ વત્સલ ભાવવિકંપને
વિમલ મોદકણો ચખ તેં ધર્યાં.

અવતરી તવ અંકથી માવડી,
નયનનો પલકાર જરી કર્યો;
અજબ વિહ્વલ દર્શનથી થઇ
પ્રણયભાવ મહા ઉર તેં ધર્યો.

અવતરી ઉદરે તવ માવડી,
ચલન ગાત્ર તણું જયહીં મેં કર્યું,
સ્ખલનથી થઇ મગ્ન મને : નમી
કર વિષે શિશુપુષ્પ મૃદુ ધર્યું.

પ્રકટ થૈ તવ આત્મકલા થકી
કરુણ ક્રૂંદનનો રવ મેં કર્યો;
ચિરસબંધ યુગોયુગનો ફરી
ઉભય આત્મન આપણ ઉદ્દભવ્યો.

અવનિની પટ શી મહતી તવ
પૃથુલ ગોદ ખુંદી પદઘાતથી;
અમરલોકતણાં રસપાનથી
અધિક મિષ્ટ પીધાં પય મેં તવ.

સકલ પ્રાણપ્રસાદકલા તણો
રસસમુચ્ચય સુંદર સાત્વી
મલિન આત્મવિષે મમ માત ઓ!
જીવનજ્યોતિ મહા શુચિ તેં ભર્યો.

(૭)

અડપલાં પ્રિય, ખૂબ કરી કરી,
કુસુમ શું ઉર મેં તુજ કોમળું
પદતળે કચર્યું : અબ હું રડું;
ઉર વિષે સહુ તેહ સ્મરી સ્મરી!

નહિ તને જનની, પ્રિયલ્હાવથી,
શિશુવયે અરચી ઉરભાવથી;
નહિ તને સમજ્યો, તવ રૂપને
નિઠુર અંત સુધી તું અનૂપને.

તમસ છાય ગઈ જરથી સરી,
નવપ્રકાશ વહ્યા ઉરમાં જદા;
પૂજનથાળ રુડી કર મેં ધરી,
ગઈ અચાનક તું જનની, તદા!

કર વિષે પુલછાબ રુડી ગ્રહી
અગરુ, ચંદન, અક્ષત ને દીવો;
નમન અંતરનાં ધરવા ગયો
ત્યહીં અચાનક ચાલતી તું થઈ!

નયન બે અનિમેષ રહી ગયાં!
લઘુક છાબ સરી કરથી પડી!
રુદનની મુખથી હજી બે કડી
સરી અને જલ ઓષ્ઠ પરે વહ્યાં!

(૮)

પૂજન દિવ્ય પરોક્ષ હવે કરું,
હૃદયનાં તલથી નમનો ધરું,
વિરહના વ્રણથી જનની, મરું
તવ નિવાસ વિષે અહ, શું સરું ?

નિકટ ધામ મને પ્રિય તાહરાં
ગહન શાંત હિમાલય શાં દીસે;
મધુર મૌન ધરી કંઇ નોતરે
ત્વરિત વેગ ધરી પદ ધારું ત્યાં.

લથડતા પડતા તવ બાલને
મધુર મીટ ભરી જરી ભાળજે.
કલણ કર્દમ માંહ્ય રમન્તને
કરથકી ઉચકી કટિ ધારજે.

મનહરી કરવેલ તણી કલા
કરી, મને તવ છાંય ધરાવજે.
મન વિષે સ્મરી હેત જ આગલાં
અગણ ચુંબનથી નવરાવજે.

તવ ઉછંગ વિષે સુવરાવજે,
પ્રણય મિષ્ટ રસે ધવરાવજે.

(૯)

સ્વરગથી સરતી શિવને શિરે,
શિવજટા થકી જે ગિરિને શિરે;
શિખરથી પૃથિવી જલ રેલતી,
સરિત ગંગ સુરંગ વહી જતી.

સ્વરુપ રુદ્ર અને કયહીં ઉગ્ર ને
કહીંક શાંત, સુદાન્ત બતાવતી,
પતિત, શ્રાંત અને શિશુ રુગ્ણને
ચરમ શાંતિ પ્રદાન કરી જતી.

સકલ ચેતન ને જડસૃષ્ટિને
સરલ પ્રેમલ પુણ્ય પ્રવાહમાં
અજબ ચેતનથી ભરતી જતી.

સરિત ગંગ સમી પ્રિય માવડી,
તીરથધામ કરી કુલઘાટનું;
સ્વરગધામ થકી જગવાટ તું
અવતરી પ્રિય પુણ્યજલે ભરી.

દિવસરાત વહી તુજ જાહ્નવી
જીવનની: નવખંડ અનંતમાં,
સગરપુત્ર ઉરે સરિતે ભરી;
ત્યમ ઉરે અમ તેં રસભાવના
ભરી ભરી: પ્રિય સ્નેહદયાઘના!

વિમલ સ્રોત ધરી નવરંગનો
વહી વહી અહીં તું કુલગંગ ઓ!

(૧૦)

અહ, કૃતઘ્ન બન્યો બહુ વેળ હું,
ખળ બની તુજને કંઇ મેં છળી;
પણ બધાં મુજ કર્મ તણી ક્ષમા–
દઇ સદા હસતી રહી માવડી!

મધુર હાસ છતાં કરુણા ભરી,
હજી નહીં વિસરું તવ આંખડી.

કુસુમને સુરભિ દઈ પ્રકૃતિ,
હૃદયતોષ ભરેલ લચી પડી;
મમ ઉરે ગુણસૌરભ તું જડી
મધુર મંદ હસી પ્રિય શું રહી!

કઠિન વજ્ર સમા ગિરિશૃંગથી
સરિત ગંગ વહાવી ભગીરથે,
દિવસરાત અરે, જનની, મથી
શુચિ ઝરો સરજ્યો ઉરને પથે.

પ્રભુજીએ તપનું ફલ આપવા
નભમહીં ધ્રુવને સ્થિર સ્થાપિયો;
જનની, તેં મુજને ધ્રુવ સ્થાપવા
વિણ તપે કવિતારસ આપિયો.

(૧૧)

“નવ જીવું અવ કાળ વધુ અહીં”
વચન તું ઉચરી જનની, અરે!
પણ ન મૂઢ અમે સમજ્યાં કંઇ,
શબ્દ સત્ય પડ્યા તવ તે ખરે!

ઘુવડ જોઇ શકે ન દિનેશને
ઘુવડદૃષ્ટિ સમી અમ દૃષ્ટિ રે!
નહિ શકી નિરખી યમવેશને.

મરણપાંખ ઢળી નહિ કૈં ત્યહીં,
સરવ વૃત્તિસમેટ કરી અને
પરમબ્રહ્મ ચિરંતન ચિંતને,
ગહન આત્મસમુદ્રજલે ડુબી.

દિવસ રાત અમે તુજ પામવા
જીવનબોલ અમોલખ અંતના,
સતત ધ્યાનનિમગ્ન બની ઉભાં;
પણ નિમજ્જન તે તવ ના ખુટ્યાં!

(૧૨)

નયનની કલિઓ ગઇ રે, નમી !
નમી નમી નવતેજતણી કલા;
ઢળી ઢળી ગઇ જીવનઅંચલા,
પળ મહીં ગઇ પ્રાણનદી શમી.

મુખપરે મધુરી સ્થિર મોતની
ધવલ છાય સુધીર ઢળી રહી,
નયન અંતિમ જીવનજ્યોતની
ઝબક મંદ સુમંદ જળી રહી.

તવ પથે નવપૂર પ્રકાશનાં
અમિત ઓઘ સમાં ઉલટયાં હશે,
પણ ઉરે અમ રંકતણાં અહીં.
તિમિરપૂર અચિંત્ય અહો, ધસે.

અસહ શોકતણા અતિ ભારથી
હૃદયથી રવ એક ન નીસરે.
કુપિત કાળતણા મૂઢ મારથી,
નયનથી ન જરી જલ કૈં ઝરે.

મૃદુલ સ્વાન્ત વિષે જડ મૂર્છના
વિપુલ ભાવ ભરંત બિહામણા.

(૧૩)

સ્મરણસાગરમાં તરવા મથું
કરુણ ભાવ ભરી હૃદયે જરી,
શબ્દ ક્રંદનના કરવા મથું
નયનમાં જલબિંદુ ભરી ભરી.

પણ અરે, સ્મૃતિ છેક જ છેતરે,
કરુણ ભાવ નહીં ઉરમાં ચડે.
ચખથકી નવ અશ્રુ કંઇ ખરે,
રુદનનો રવના મુખથી પડે.

જીવનએરણ સંગ ચઢી ચઢી,
હૃદય કોમલ વજ્ર બની ગયું!
વિધિપ્રહાર કઠોર સહી સહી;
અબુધ અંતર સાવ ઠરી ગયું!

(૧૪)

(ઉપજાતિ)

દૌહિત્ર તારાં સ્મરી હેત ન્યારાં
વિયોગદુઃખે હિઝરાય ભારે,
– રડાવતાં અંતરને અમારાં –
ઝુરી ઝુરી અશ્રુ અમાપ સારે.

ઘડી ઘડી પાલવ હસ્ત સાહી
પ્રશ્નો પૂછે રુદ્ધ સ્વરે બિચારાં !

"સાચું કહોને: જનની અમારી
સૂતી હતી જેહ પલંગમાહીં,
રાત્રી સમે તે અમને વિછોડી
ગઇ કયહીં રે ! પ્રિય માત ભોળી?
દો વાત ખોલી."

દૌહિત્રના તેહ સમૂહને હું
કહું: "ગઈ છે નહીં બા સુદૂર;
નવાં નવાં તારકપુષ્પ લેવા
સુમિષ્ટ મેવા ફળફૂલ લેવા,
આકાશબાગે પ્રિય બા ગઇ છે."

"રડો નહીં ઓ પ્રિય બાલ! મારાં,
ધરો જરી અંતર ધૈર્ય કાલાં,
રમી ભમીને નભકાનનેથી
આવી જશે કાલ સવાર માડી."

અને જ્યહીં તેજકલા કુંચીએ
ભાનુ ઉઘાડે જગદ્વાર પ્રેમે,

જાગી જઇ તે સહુ એમ પૂછે:–
"હજી ન આવી કયમ બા અમારી?"

દૌહિત્ર તે દેવસમાન સૌને
આશા અને કૉલ જૂઠા બતાવી,
દર્શાવીને સ્વપ્નરસેલ ભાવિ
કયહીં સુધી હા! ઠગવાં અમારે? ૨૭૦

(૧૫)

(દ્રુતવિલંબિત–મિશ્રોપજાતિ–અનુષ્ટુપ)

કઠિન કેદ વિષે વસતો હતો
વિજન જેલ વિસાપુરની મહીં,
સ્મરણ શોકકણો ઉર સંઘરી
વિરહવહ્નિ મહીં બળતો હતો.

સુહૃર તું કંઇ એકલ ધામમાં
જીવનયુદ્ધ થકી શ્રમિતા થઇ,
અહહ, અંતિમ શ્વાસ લઇ લઇ
ધરી રહી વપુયષ્ટિ મહામના!

*

પ્રમત્ત વાયુની સામે, ટકી જો વૃક્ષ ના શકે,
બિચારું પક્વ કો પાન, એકલું શેં ઝુઝી શકે?
અને જો ઓટનાં વારિ, દીર્ઘકાળ નહીં ટકે,
ડૂબતાં સૂર્યરશ્મિ શેં, ઉષારંગ રચી શકે?

*

અહો, ત્યહીં કાળકુઠારકેરા –
પ્રહાર શો પત્ર નૃશંસ આવ્યો,
અને જનેતા, તવ મૃત્યુકેરા –
સંવાદ વિદ્યુત સમાન લાવ્યો.

દિગ્મૂઢ ચિત્તે, અતિ રુદ્ધ કંઠે,
રોકયા જ મેં શોકવિભાવ મારા;
અને પળ્યો સૃષ્ટિ ક્રમસ્ય પંથે
દાબી બધાં સ્પંદન શોકભાર્યાં.

*

વહ્યા બહુ છે દિન એહને, ને
જૂનો થયો છે કંઇ શોક મારો;
કાળે સુકાવ્યો ઉરનો ફુવારો
હવે ફુટે ના નીરસેર નેને.

આંસુ સુકાયાં, નીરનેત્ર ખૂટયાં,
કિંતુ ખુટી ના સ્મૃતિઓ અનેરી.

"કાલોસ્મિ લોકક્ષય કૃત્પ્રવૃદ્ધ:"
ભક્ષી તને ગ્રાસ વિષે જનેતા,
અને ભુલાવ્યો મમ શોક તીવ્ર;
શકયો સ્મૃતિઓ ઝુંટવી ન સર્વ.

પ્રાણની પાંખડી જેમ, સાચવું જાળવું હવે;
સ્મૃતિઓની મણિમાળા, અતૂટી રાખવી ભવે.

ભલે જતી જીવનઆશ સારી,
વા છો સુકાતી રસસ્નેહ કયારી;
મૃત્યુ ભલે વિશ્વવિનાશ વાઓ,
તારા છતાં સ્મરણ ના કદિયે ભુલાઓ!

(૧૬)

( રોળા )

ગૃહમંદિરની માતા તુજને છોડી હું તો,
ભારતજનનીકાજ મુક્તિરણમાંહ્ય ચડયો'તો;
કારાગારમહીં હું બંદી બની પડયો'તો,
સતની પત જળવાશે એહ વિચારે હું તો.

સતની પત પ્રભુજીએ અંતે માડી, રાખી,
સતના ડંકા વાગ્યા, વિજયનિશાનો ફરકયાં,
સતનાં સેનાપૂર સહુ દિશદિશમાં સરકયાં,
આવું છું હું ઘેર મિષ્ટ મુકિતરસ ચાખી.

વિજયી વીરની પેઠે આજે ઘેરે આવ્યો,
યુધ્ધ તણાં શ્રમ, શ્રાંતિ વિસરી શાંતિમાહીં
તારી શીતળ છાંય તળે ઠરવાને આહીં,
જીવનનો નૈવેદ્ય માત, હું સાથે લાવ્યો.

આવ્યો ઘર મોઝાર, અરે, પણ આ શું જોઉં?
શૂન્ય શૂન્ય ગૃહધામ, પાય મારા થરથરતા;
દેહગાત્ર શૈથિલ્ય પ્રવેશે શીતળ કરતાં,
નથી ઊભી તું માત, આજ જીવનધન ખોઉં!

કોનાં ચરણોમાંય માહરાં નમનો વેરું?
અનુભવકથની ઓર સુણાવું આજે કોને?
કલ્પી જે રાખ્યું'તું મેં તો સઘળું સોણે;
ક્યા હૃદયના પાત્રમહીં જઇને હું રેડું?

ગઇ સુભાગી તું જ : અભાગી હું છું પૂરો;
ગઈ થઇ તું મુકત : કેદથી હું યે છટયો,
કિંતુ ભવરણકેદમહીં હું છું જ અનૂઠો,
ક્યારે કારાગાર કાળ આ થાશે પૂરો?

મારા સત્કારાર્થે નથી નથી તું સાચે,
નથી માત તું વીરપુત્ર તારો જોવાને;
શીશ સૂંઘવાને, મીઠું મોઢું ચૂમવાને,
નથી નેન તારાં તે જે કંઇ જોઇ રાચે.

પ્રાણ વિનાના દેહ પિંજરા સમું અમારું,
નિશ્ચેતન નિસ્તેજ શૂન્ય છે સદન નમાયુ;
રાચરચીલું સઘળું શોકધૂલિથી છાયું;
વિરહતણી છાયાથી છાયું અંતર મારું.

સરલ શિશુઓ શેરી શોરે મચવે એવાં,
ક્ષુબ્ધ ચિત્તથી, રુક્ષ કેશથી, આંખો ભીની; ૩
તે સૌ બેઠાં મૂક ઓશિયાળાં શું બી'ની ?
પંખીકેરાં બાળ પંખિણી જાતાં જેવાં.

ટાંગ્યું ઘરપરસાળ પાંજરું મેનાકેરું,
કલકલ કરતી મેના આજે મૂગી ઊભી,
નયનો મીચી શોકચિંતને ઊંડી ડૂબી,
ઘરપર ઘૂઘવે ગાન કબૂતર ઘેરું ઘેરું.

જે સ્થાને તું બેસી, અગ્નિ સેવી અમને
ખટરસ ભોજન અર્પંતી તું અન્નપૂર્ણા ઓ !
અન્નાગ્નિ તે શાંત પડયો, ચૂલોયે સૂનો;
હવે તાવશે વિરહાગ્નિ નિશદિન બહુ અમને.

ઉર સદ્‌ભાવે, પ્રાતઃકાળે પાણી દેતી,
તે તુજ તુળસી રોપ અરે, છે છેક સૂકાયો;
તારા નિધનવિજોગે એ તો ખૂબ દૂભાયો;
ચૂંટી જેનાં માંજર તું દેવાર્ઘ્યે લેતી.

ફરું ખંડખંડોમાં સઘળું જોતો, રોતો,
    આવું જોઉ પડી પથારી સૂની તારી;
    જીવનશલ્યમાં હતી પથારી માડી, મારી;
જ્યાં બેસી હું રોતો, શોક સત્ત્વ મુજ ખોતો.

શય્યામાહીં નથી સૂતી તું આજે માતા,
    કોનાં વ્હાલાં ચરણ તળાસું આજે ભાવે?
    કોનું માથું દાબું આજે સેવાલ્હાવે?
કેમ કરી અંતરમાં આવે આજે શાતા?

પ્રાક્તનના અન્યાયે ક્યાં જાઉં હું આજે?
    કોને ખોળે માથું મૂકી આજે રોઉં?
    કઇ ગંગાના ઘાટે જઇ જખમો મમ ધોઉં?
કૃતાંતકેરી ક્રૂરતાપૂરણ કથની કાજે!

(૧૭)

તટિની પૂર્ણા તટે ઉભી હું જનની આજે,
ઊંડે ઊંડે છેક સ્મૃતિજલદલમાં જાઉં;
વિમલ સ્મરણમૌક્તિક અમૂલાં ત્યાંથી લાવું,
જે મુજ જીવનહાર મહીં દિનરાત વિરાજે.

તારી જીવનસરિતા પણ આ પૂર્ણા પેઠે
નીકળી કઠિન ગિરિથી, વિકટ વનોને કાપી;
કંટક, શૂળ, ખડકભરિયા મારગને માપી,
વાંકીચૂંકી જટિલ વીથિઓ એમ સમેટે.

સુખ દુઃખ ભરતીઓટ મહીં જીવનજલ ખારાં,
તારાં માડી, થયાં ઘડીકભર કિંતુ પાછાં,
મીઠાં જલનાં વ્હેણ ફૂટતાં આછાં આછાં;
જેમાં અંગ ઝબોળે તારાં બાલક પ્યારાં.

સૂણું કલકલ નાદ સરિત પૂર્ણાનો આજે
તેહ ધ્વનિના અર્થ ઉકેલન કાજ મથું છું;
ગૂઢ અતિ ગંભીર પ્રશ્ન હું ચિત્ત રટું છું,
ઓ મા, કહે તું અર્થ હશે શો એહ અવાજે ?

કલકલ એહ નિનાદ સુણી મુજ અંતરવીણા,
જે છે કંપિત ઝંકૃત તારા નિધનાવેશે;
તૂન્ તૂન્ તીણો નાદ કરી ઊઠે અવશેષે;
ને તે એમ અખંડ જગાવે સ્પંદન ઝીણાં.

સુણવા તારા બોલ મધુર મુજ અંતર ઝંખે.
ચકોર ઝંખે રજનીભર શશિયરને માટે;
બેઠું ઝૂરે જીવનસરિતને નિર્મલ કાંઠે,
શત શત વિરહવીંછીઓ મમ અંતરને ડંખે ?

ભસ્મરાશિ તવ દેહતણો લઈ પૂર્ણા વ્હેતી,
એના કલકલ સ્વરમાં શું તુજ સ્વર છે ભળિયા ?
વા શું પડઘા એહ તણા વાયુમાં મળિયા ?
તારા સૌ સંદેશ જશે સરિતા શું કહેતી ?

ગઈ અનંત અભેદે મળવા શું તું માતા ?
વા તું પૂર્ણાસંગ પ્રવાસે વિચરી વેગે ?
આશ્લેષો અતિ ગાઢ આપવા, ઉર ઉદ્વેગે;
રમવા રમ્ય ઉછંગ, જેહ છે જગનો ત્રાતા ?

પૂર્ણાતટ સંચરતા સમીરણને હું પૂછું,
પૂછું તટ તરુવરને, પશુ, પંખી, માનવને;
સૂણીશ ક્યારે શબ્દ માતના મારા શ્રવણે ?
ઉત્તર ના મળતો: રે, હું આંસુડાં લૂછું ?

મારો વિરહપૂજાપો તુજને પ્રેમે ધરવા,
આવ્યો તટિની તીર, સારતો અશ્રુ ઊન્હાં;
સરિતસલિલની સંગ મેળવ્યાં એહ દ્વિગુણાં,
આવે છે તે માત ! તાહરે ચરણે દરવા.

(૧૮)

કયા નિઠુરે જરા મોકલી જનની દેહે?
વનચર જેવા મોકલિયા આ કોણે વ્યાધિ?
જેણે મમ જનનીને આવી ગ્રાસી ખાધી,
ગુપ્ત વેશમાં સુપ્ત સમયમાં પેસી ગેહે.

કયા નિઠુર યમદૂતે આવી ચેતન ચોર્યું?
જીવનકેરું ધીમે ધીમે મૃત્યુવેશે?
વા તો કોણે પેસી વ્યાધિકીટકુવેશે?
દારુણ દંશો દેઇ પ્રાણાબુંજને કોર્યું?

શીળા સંસારે દાવાગ્નિ કોણે કીધા?
કોણે લીલા વનમાં વડવાગ્નિ પ્રકટાવ્યા?
અનંત જીવનવ્હેણ અરે, કોણે અટકાવ્યાં?
મારા જેવા અગણિત ઉરના શાપો લીધા.

કોણે સર્જ્યા'તા અગ્નિ ચિતાના કૂડા!
—વા વંટોળો વૃક્ષપર્ણને લઇને વ્યોમે,
કરાલ હાસ્યે તાંડવ કરતો ઊડે જોમે,—
અનલે ત્યમ ભરખ્યાં મમ જનની અંગો રૂડાં.

અનંત પ્રેમે, અપૂર્વ સ્વપ્ને, અદ્દભુત આશે,
પૂરી સુખમય રંગો વિધવિધ જીવન દીધાં;
કેમ પછી તેને મર્યાદિત આહીં કીધાં?
કોણે માનવજીવન બાંધ્યાં મૃત્યુપાશે?

જન્મ દઇને મૃત્યુ એણે શાને ઘડિયું!
શાને સુખઅમૃતમાં વિપદવિષો મેળવિયાં?
નયનકટોરે શાને આંસુઓ ભેળવિયાં?
અનંત કાલ રચી, ઘડિયું શાને ચોઘડિયું?

ખિલવું ને કરમાવું, ઉગવું ને આથમવું,
અનંત આરે પ્રકટી અનંતમાહીં જાવું;
ભેદી ભૂમિનાં પડ ભૂમિભેળા થાવું,
ક્ષણભર ઝબકી શૂન્ય સિંધુમાં શાને શમવું?

કુસુમગંધ ક્ષણભર સેવી ને અંતે ખોવી,
સ્નેહસન્નિધિ ક્ષણભર સેવી વિરહે બળવું;
ક્ષણભર વીણાસૂર સુણી નિજ પંથે પળવું,
ઇંદ્રચાપની રંગલીલા જોવી ના જોવી!

નીલવ્યોમ ઘન વિદ્યુલ્લેખા ક્ષણભર જોવી,
જગજનનીનાં ક્ષણભર સૂણી હાલરડાંને
નયન મીંચવાં વાયુમાંહ્ય વિલાતા તાને,
શૈત્ય અર્પતી મલયાનિલ લહરિ હાં, ખોવી.

શું છે જીવન? જીવન હેતુ હશે અહીં શો?
જન્મ, મરણ ને હર્ષશોકના શા આ ખેલો?
કોણે રોપ્યો ચેતનસૃષ્ટિ કેરો વેલો?
પ્રિયતમ જનની! આવ, મને સમજાવ જહીં હો!

(૧૯)

મૂર્તિમતી મેદિની શી તુજને હું છોડી,
ભૂંડા ભ્રમમાં ભૂલી ભટક્યો દેશવિદેશે;
મહિમા તારો માત વિસારી ગેહપ્રદેશે,
નીકળ્યો જોવા ક્ષેત્ર પુણ્યનાં: બંધન તોડી.

ભટક્યો દૂર સુદૂર, પ્રદેશો વિધવિધ દીઠા;
કિંતુ ઘરની છાંય મને નવ ક્યાંયે લાધી,
દીર્ઘકાળ હું તોય ઘૂમતો રહ્યો પ્રમાદી,
પામ્યો ના હું ક્યાંય અમીવર્ષણ તવ મીઠાં.

સ્મરતાં ઉર અન્યાય તને મેં જે છે કીધો,
આવું નવ્ય ઉમંગે તારે હૈયે ભળવા;
ગાંડો ઘેલો ગર્વ વીસરી ચરણે ઢળવા,
આવું તારે તીર્થ માત ગંગા, એ સીધો!

આવી ઘર મોઝાર બાળ ઊભો હું આજે,
શૂન્ય શૂન્ય ગૃહધામ અરે, આ શું હું જોઉં?
કેમ સહ્યું એ જાય? બાષ્પબિંદુ હું લ્હોઉં;
લક્ષ્મી શી સાક્ષાત નથી ઘરમાં તું આજે!

હવે મને સમજાયું સુશ્રૂષા ને સેવા,
ચરણયુગલની રજ, તવ આંતરડીની દુઆ,
હતાં માહરાં તીર્થ અને ગંગોદક કૂવા,
પસ્તાઉં છું હાય, ગયા એ મીઠા મેવા!!

(૨૦)

'નહિ કશ્ચિત કલ્યાણ કરેલું દુર્ગત જાતું,'
પરમાશ્વાસન પ્રાપ્ત થયું એ પૃથાપુત્રને;
કમનીય કમલાધીશ વદનનું ચરમ સૂત્ર એ,
શંકાસાગર માંહ્ય મને ઘસડી લૈ જાતું?

કાં કે દીર્ઘ જીવનભર તેં તો પરબો માંડી,
ભૂખ્યાંઓને ધાન, અને તરસ્યાંને પાણી;
મૂગાંઓને દીધ તોતલી કાલી વાણી,
નિજ નિજકેરાં સુખદુઃખ, શ્રાંતિ સહુને છોડી.

વ્યોમતણી અક્ષય જલવાદળી પેઠે માતા!
વર્ષી તું દિનરાત અનવરત ધારા છોડી,
ક્ષુબ્ધ, આર્ત અતિ તપ્ત હૃદયને સ્નેહ ઝબોળી;
ઠાર્યાં ઠાર્યાં નખશિખ અરપી સ્વર્ગીય શાતા.

ટાઢે થરથરતી ને નાગીપૂગી કાયા,
ઢાંકી નવવસ્ત્રોથી કરુણામય તેં માયા,
રોગભોગથી ભક્ષિત અગણિત જનક્ષીણ કાયા;
કીધી નવલ પ્રફુલ્લ પ્રસારી અમૃતછાયા.

તો પણ દીર્ઘ જીવનભર તું તરસી ને ભૂખી,
રહી તાહરી દેહલતા ટાઢે થરથરતી;
કૃપાસિંધુના ચરણકમલમાં રહી કરગરતી;
તો પણ જીવનઅંત સુધી માતા, તું દુઃખી!

તારાં 'કૃતકલ્યાણ' સરવ નિષ્ફળ નિવડયાં શેં!
કે એ ગીતાસત્ય અપૂરણ વા છે ખોટું?
નહીંતર તારું પુણ્ય જીવન અવલંબન મોટું,
કેમ કરી રે, વ્યર્થ નહીં એ અર્થ ભળ્યાં છે?

એવાં ઘૂંટું ગૂઢ મનન, ત્યાં શંકા કેરાં–
જલદલ ઘેરાં ઘોર ગરજતાં મુજને ઘેરે;
ઘૂ ઘૂ ઘૂ ઘૂ શોર કરી ભૂતાવળ પેરે,
રુંધે શ્રધ્ધાસાદ માહરે કંઠ નમેરાં !

(૨૧)

ક્હેતા જગના લોક: પુણ્યકર્મો જો આહીં,
અફળ યદિ દેખાય, પરંતુ બીજા ભવમાં;
અથવા સ્વર્ગ, મયંકલોક વા તો વાસવના
વસતિધામે મળતો મોબદલો સૈ ત્યાહીં.

આજે શોકાકૂલ અતિ હું જનની નિધને,
ચોધારી આંસુધારાઓ ઢાળી રોઉં;
સ્વર્ગ, ચંદ્રનાં ધામ નહીં આજે હું જોઉં,
જો ના જોઉં તો કયમ માનું પુનર્જન્મને?

હા, હા, તર્ક વિતર્ક અને સંકલ્પ વિકલ્પ,
આશંકા, શંકાની સાગરઊર્મિ છોળે;
ઘસડાતો તરફડતો, ડૂબું ભયકર ઓળે,
સૂણજો મારો સાદ આર્ત્તનો કોઇ સ્વલ્પે!

ધાજો કોઇ સંત જીવનજલ જેણે ડ્હોળ્યાં,
અથવા મરજીવા જે મોતી લાવ્યા ખોળી,
અનંતતાની પાળ અરે, જેણે અહીં ફોડી;
વિશ્વવહાણતણાં વા જેણે ડોલન તોળ્યાં.

સૂણજો મારો સાદ, તમે સજ્જન ઓ ધાજો,
કરજો મારી વ્હાર, મને ડુબતાને સ્હાજો;
જ્ઞાનામૃતનાં પાન મને તરસ્યાને પાજો,
શ્રદ્ધા કેરાં ચીરથકી અંગો મમ છાજો.

(૨૨)

સ્વપ્નદેવી ઓ જનની, વિનવું તુજને આજે,
સરલ હૃદયસંગિણી, સ્વપ્નસુખની તું દાતા;
ત્રસ્ત ભીત કલહંસતણી હંસી તું માતા;
સુણજે મારા સાદ, નભે તું જ્યાંહ વિરાજે.

ઝુલવ્યો દેવી, બાલ્યમહીં તેં સ્વપ્નહિંડોળે,
રમ્ય સૃષ્ટિમાં રમતાં પરીપ્રદેશો દીઠા; ૫૨
ચિત્રવિચિત્ર અનેક અનુભવ દઇને મીઠા,
ઝુલવ્યો મુજને માત સુવારી તારે ખોળે.

ને તેં સાહસભોમતણાં રસદર્શન દીધાં,
સુંદરતા ને સત્યતણાં નવગાનો ગાઇ,
પ્રણયબંસી નવસૂર સ્વપ્નદેવી, તેં વાઇ,
અમૃત આંજી નેત્ર, સ્વપ્નમય જીવન કીધાં.

દુઃખમય દાવાગ્નિમય આ સંસારે દેવી,
સહુ જ્વલનોમાં આશ્રય તારો એક અનેરો;
ભૂલી ભૂંડાં ભવદુઃખ, સ્વપ્ને ઝુલવા કેરો,
વિષમય વિશ્વે એમ સ્વપનસુધા પી લેવી. ૫૩

કોટિ કોટિ મનુબાળ નીંદને ખોળે ઢળતાં,
સ્વપ્નદેવી તું તેને જીવનકલહ ભૂલાવી,
આશાતંતુ ઓર તેમની સામે લાવી,
અટકાવી રાખે છે, મૃત્યુપંથે પળતાં.

કેટકેટલાં બાળ બીજાં તવ મધુરી હૂંફે,
જીવનદોરી જીર્ણ જતનથી શીર્ણ ટકાવી;
જોતાં રમ્ય રસાલ અનુપમ મીઠું ભાવિ,
પૃથુલ ઉછંગે તારે નિત્ય નચિંતે ઝૂંફે!

પંખિણી નિજ શાવક નીડે જેમ ત્યજે છે,
તેમ મને મમ માત ત્યજી ગઇ છે ઓ દેવી,
વિરહવેદના તીવ્ર માહરે કોને કહેવી ?
હાવાં રંક હૃદય દેવી, તમને જ ભજે છે.

સ્વપ્નદેવી, લે બાંધી મુજને સ્વર્ણસુપાશે,
દેજે નિશદિન સ્વપ્નો જેમાં જોઉં નિત્યે;
જીવનચિત્રો ગત જનનીનાં એક જ ચિત્તે
જાણે ખેલું ખેલ વિવિધ હું જનની પાસે.

પરીઓના નવદેશ, રસીલી સુંદર ભૂમિ,
હાવાં જોવા ચિત્ત નહિ ચાહે આ દેવી!
હાવાં તો ઉરવિત્ત જનનીદર્શનને સેવી;
ઇચ્છે સન્નિધિ નિત્ય, પ્રેમથી ચરણો ચૂમી.

## (૨૩)

(દ્રુતવિલંબિત)

પ્રકૃતિના પ્રિયતત્ત્વ સમૂહ ઓ !
સપ્રભ સૂરજ, સોમ, મરુત ઓ,
તમ અગમ્ય વિસૃષ્ટિ પ્રદેશમાં
વિચરતી જનની અમ આજ ત્યાં;

અરુણદેવ, અખંડ રચી રચી
કિરણની તમ કોમલ સૌ કલા,
જનનીને શિર શાંત તપી તપી
સતત છાંય સુરમ્ય ધરાવજો.

પ્રિય મયંક, કદી નવચંદ્રીનાં
શીતળ અમૃતલેપ કરી કરી
ધવલ હિમભર્યાં અભિષેકથી
જનનીને રસસ્નાન કરાવજો.

કદિક વા લઇને લઘુ નાવડું,
રસિક એહ અપૂર્વ પ્રદેશમાં;
અદીઠ દર્શન દિવ્ય કરાવતાં,
જનનીને રસસ્હેલ કરાવજો.

પરિમલો નવપુષ્પતણા લઇ
નવ પરાગ લઇ નવ સ્નેહના,
સ્પરશતા ફૂલ કોમલ પાંખથી
મરુતદેવ, સુલોચન માતને,
વ્યજન મંદ વડે ચિર નીંદમાં
મૃદુલ સ્વપ્ન દઇ સુવરાવજો.

(૨૪)

વિવિધ વાત વિનોદ તણી કથી,
નવનવા વિષયે મુજને ગ્રથી;
પ્રિયજનો કંઈ રીઝવવા મથે,
મમ દુઃખો હળવાં કરવા મથે.

પણ શકે વિસરી ઉર રે! નહીં,
હૃદય ભાર અકથ્ય ભર્યો પડ્યો.

નવ શકું વિસરી દુઃખ માહરું,
પણ પળે બનતું દિલ બ્હાવરું;
ક્યમ પછી પ્રિય, હાસ હસી શકું?
ક્યમ કરી ઉર ધૈર્ય ધરી શકું?

વિફલ યત્ન કરો પ્રિય સૌ તમે,
તમ પ્રયત્નનું વ્હાલ ઝીલી શકું;
પણ ન મોદકણો ઉરમાં રમે,
નહિ નહિ પ્રિય, આજ હસી શકું.

(૨૫)

નભમાહીં લઘુ પ્રાવૃષ વાદળી,
ક્ષણિક છાંય ધરી વિખરી જતી;
જીવન વાદળછાંય સમું હશે?

સ્ફુરત બુદ્દબુદ સિંધુવિષે ઘણા
નવલ રંગ ધરી ક્ષણમાં ફુટે,
જીવન બુદ્દબુદ શું પ્રિય શું હશે?

નિશ વિષે પ્રકટે નવપુષ્પ જે
ભરબપોર થતાં કરમાય છે.
જીવન નષ્ટ થતું પ્રિય, પુષ્પ શું
ક્ષણ વિષે વિકસી વણસી જતું.

નવલ ઇન્દ્રધનુ નભની મહીં,
ક્ષણિક રંગલીલા પ્રકટાવતું;
જીવન એમ કલા વિકસાવતું,
ક્ષણમહીં ઝબકી વણસી જતું.

(૨૬)

ઉભય નેનતણાં મુજ પોપચાં
મૃદુ બિડાયલ સ્વપ્ન નિહાળતાં,
મધુર નીંદર અંક વિષે ઢળ્યો,
સુરસ સ્વપ્ન અપૂરવ ભાળતાં.

સ્વપનમાં નવજીવન કૈંક મેં,
નિરખિયાં ધરતાં શતરુપ મેં;
સ્વપન જીવન છે? સત શું ઠરે?
જીવન વા કંઇ સ્વપ્ન સમું અરે?

જ્યમ જતી જનની નિત નીંદરે
ઉઠતી તું અહિંયાં સમયાંતરે;
ત્યમ ગઇ ત્યહીં નીંદરવા જની,
હૃદય સાખ હવે મુજ આ ધરે.

મરણ જીવન અંત નથી નથી,
મરણ છે નવ જન્મતણી સ્થિતિ;
મરણને ચરણે શરણે જવા
નહિ કદા ડરશે દિલ આ હવાં.

(૨૭)

અભિનયો નટરાજ ત્રિભંગના,
નવમરોડ વિલક્ષણુ અંગના,
સુભગ, સુંદર, ભીષણુ, ભવ્ય કૈં ૬૨
ગહન નૃત્ય ગભીર કર્યા કરે.

નયન તાંડવનાચ નિહાળવા,
યુગ થકી અહિંયા ઝુરતાં રહ્યાં;
તુમુલ તાંડવનાચ નિહાળતાં,
નયન અંતર હાશ, હવે ઠર્યાં!

(૨૮)

તવ રહ્યું અહિં ના પ્રિય ચિત્ર કો
દરશ પૂજન જેહ તણાં કરું;
નહિ રહી ચપટીભર ભસ્મ જે
શિર અને નયને કંઇ હું ધરું.

હૃદયના ફલકે પ્રિય ચિત્રનું,
પૂજન હું અવ માનસી આદરું;
ધૂપ ધરું વિરહાગ્નિ તણો અને
નયનઅશ્રુતણાં સુમનો ધરું!

ભજન, પૂજન ને તવ કીર્તનો
યુગ અનંત સુધી જ કર્યા કરું;
તદપિ આ ઉર તૃપ્ત થશે નહિં,
ગુણગીતા સહુ કાળ સ્મર્યા કરું!

# ટિપ્પણ

(શરૂઆતનો આંકડો પુસ્તકના પાનાનો છે. કવિતાના શ્લોકોનો વૃત્ત શ્લોકોના પ્રારંભમાં જણાવેલ છે. જ્યાં છંદપલટો આવે છે ત્યાં ઉચિત નિર્દેશ કરેલ છે. દર નવે પાને શરૂ થતા નવા કાવ્યશ્લોકો પર છંદનામ મૂક્યું નથી.)

મનોઅંધારણની જે ભૂમિકાપર **'જનની'**ની રચના થઇ છે તે "આમુખ"ના ઉત્તરાર્ધમાં સ્પષ્ટ કરવામાં આવેલી છે.

**પ્રાસ્તાવિક ઉપજાતિની પંક્તિઓ:** લેખકના માતૃવિરહના શોકના અગ્નિએ આજે ચણ્ડ સ્વરૂપ ધારણ કર્યું છે. એ જ્વાલાઓ પણ જાણે મંદ લાગે છે. આથીય વધુ દુ:ખાગ્નિની પ્રચંડ જ્વાલામાં પતંગિયું બની ભસ્મ થઇ જવાનો તલસાટ લેખક સેવે છે.

**પૃષ્ઠ—૧-૨** માના કષ્ટમય જીવનનો અને પિતાના મરણનો ઉલ્લેખ. ઇતર કુટુંબીજનોના મરણનો ઇશારો.

પ્રિયસમૂહ–સ્નેહીસંબંધીઓ. અક્ષરધામ–બ્રહ્મલોક. વ્રણ–ઘા, જખમ. વિરતિ–વિશ્રાંતિ, વિરામ.

**પૃષ્ઠ—૩-૪** તેં જે માર્ગ લીધો તે કેવો હશે? તારી તે સૃષ્ટિ કેવી હશે? એ સૃષ્ટિની ઝાંખી કરવાનો પંક્તિઓમાં પ્રયત્ન છે.

પુંજ–ઢગલા. વ્યજન–વીંઝણો. નિધન–મૃત્યુ. મૌકિતક–મોતી. વિશદ–સ્વચ્છ. આનન–મુખ. કંપિત–કંપાયમાન થયેલો.

**પૃષ્ઠ—૫-૬** માની મુખછબીનું સ્મરણ બીજાં અનેક સ્મરણોને વહેતાં કરી મૂકે છે.

બાલ્યાવસ્થામાં તેં લીધેલ પ્રેમની ચૂમીઓ ગાયેલાં હાલરડાંઓ–એ સ્મરણે ભરેલું પૂર્વજીવન વધુને વધુ શોક ભરે છે.

ગરીબ પોતાની પાઇપાઇની મૂડીને જતનપૂર્વક રાખે તેમ અલ્પ સમજશક્તિ અનુસાર તારું જતન કર્યું; પણ વિધિ તને ઝુંટવી ગયો.

વિમલા–નિર્મળ, પવિત્ર. રસદા–રસ અર્પનારી. ક્ષુભિત–ક્ષોભ પામેલું. સ્ફટિક–રત્નનો એક પ્રકાર. જંઇ–કાવડિયું, પૈસો.

**પૃષ્ઠ—૭** જીંદગી અને આશાને અનુક્રમે પતંગ અને દોરી સાથે સરખાવ્યાં છે. આશાની દોરી તૂટી, પતંગ પણ ગયો!

તુમુલ–વંટોળમય. ઉર્ધ્વ–ઊંચે.

**પૃષ્ઠ—૮** ચિત્રક–ચિત્રકાર.

**પૃષ્ઠ—૯** માતા અને શિશુનો જીવનસંબંધ ક્યાંથી શરૂ થયો ગણી શકાય? કવિવર રવિબાબુના એક ગીતમાં તો એક ફૂલ જેવું બાલક માને પૂછે છે–: "મા, તેં મને ક્યાંથી વીણી લીધો?" મા અર્ધઆનંદયુક્ત અને અર્ધવિષાદભરી વાણીમાં કહે છે. "બેટા, તું તો પેઢીઓથી ઉતરી આવેલ છે. પૂર્વજોના લોહીમાં તું હતો. હું નાની હતી. ઢીંગલાઢીંગલી રમતી હતી ત્યારથી તું મારી રમતોમાં ગૂંથાયો હતો. હું કિશોરી મટી અને યુવાન થઇ અને તું મારી છાતીમાં—મારા પ્રાણમાં સૂતો હતો ને પ્રકટ થયો."

ક્રંદન–રૂદન. મોહ–આનંદ. ચલન–હાલચાલ. સ્ખલન–પડવું તે. પૃથુલ–પહોળી. મિષ્ટ–મીઠાં. પય–દૂધ. સમુચ્ચય–સંગ્રહ.

**પૃષ્ઠ—૧૦** પશ્ચાતાપના અનુભવની આ લાગણી સર્વસાધારણ અને માતૃવત્સલ શિશુમનની દ્યોતક છે.

અડપલાં–તોફાનમસ્તી. અબ–હવે, હમણાં. નિઠુર–દયાહીન, નિર્દય. તમસછાય–અજ્ઞાનઅંધકારની છાયા. નવપ્રકાશ–જ્ઞાનપ્રકાશ. લઘુક–નાની, હળુ–અત્યંત ધીમે.

**પૃષ્ઠ—૧૧** તારું પ્રત્યક્ષ દર્શન તો લુપ્ત થયું છે એટલે હવે માનસી સૃષ્ટિમાં તારું પૂજન આદરું છું. એ સૃષ્ટિમાં પ્રવેશતાં જ તારાં ધામ મને દૃષ્ટિગોચર થાય છે. જેમ અહીં મર્ત્યલોકમાં તું તારા બાલકને હેતથી હુલરાવતી હતી તેમ ત્યાંય મને તારા પ્રેમનું પાત્ર ગણજે.

પરોક્ષ–અપ્રત્યક્ષ. ગહન–ગાઢ. કત્રણકર્દમ–કાદવકીચડ.

**પૃષ્ઠ—૧૨** ગંગાવતરણનો ઉલ્લેખ છે. 'ગંગા' નામ અહીં ઉભય પક્ષે અભિપ્રેત છે. પુરાણના કથાપક્ષે અને જીવનના વાસ્તવિક પક્ષે, અને તેથી કુલજાહ્નવી.

**પૃષ્ઠ—૧૩** પ્રભુ ભક્તને તપ અને ભક્તિનું ફલ આપે છે. તું પ્રભુ કરતાંય વધુ કરુણામય, જે વિના તપે તેં મારા હૃદયમાં કાવ્યરસ પ્રકટાવ્યો.

ખલ–શઠ, ધૂર્ત. સૌરભ–સુગંધ. ધ્રુવ–ઉત્તાનપાદનો પુત્ર, પ્રસિદ્ધ ઇશ્વરભક્ત, ધ્રુવ–સ્થિર, અચળ.

**પૃષ્ઠ—૧૪** મૃત્યુ પહેલાં ઘણાં જણ પોતાનું ભાવિ ભાખે છે. અને તે મહદ અંશે સાચું નીવડે છે. મરનારે પણ મૃત્યુ પહેલાં થોડી મુદત અગાઉ ઉદ્દગાર કાઢેલા: "હવે થોડા દિવસો બાકી છે" તેનો ઉલ્લેખ છે.

અવ–હવે. મૂઢ–મૂર્ખ. શબદ–શબ્દ, દિનેશ–સૂર્ય. યમવેશને–મૃત્યુના આગમનને. ચિરંતન–ચિરકાલીન, અમોલખ–અમૂલ્ય. ધ્યાનનિમગ્ન–ધ્યાનલીન. નિમજ્જન–ડૂબકી.

**પૃષ્ઠ—૧૫-૧૬** કુપિત–કોપેલ, ક્રોધે ભરાયેલ. સ્વાન્ત–અંતઃકરણ. વિપુલ–પુષ્કળ.

**પૃષ્ઠ—૧૭** સ્વર્ગસ્થનાં બે દોહિત્રો તદ્દન નાનાં હતાં; જે જન્મથી આજીની પાસે જ–મરનાર પાસે જ મોટાં થયાં હતાં.

દ્વિજરાય–દૂભાય. રુદ્ધ–ગૂંગળાયલા. કાનન–વન. દેવસમાન–દેવ જેવા નિષ્પાપ.

**પૃષ્ઠ—૧૯-૨૦** વિજન–ઉજ્જડ એટલા માટે કે કેદીઓથી એક વખતે ભરપૂર છતાં વસ્તીથી દૂરદૂર જંગલમાં. વપુયષ્ટિ–શરીરની લાકડી. મહામના–મોટા મનવાળી. કુઠાર–કુહાડી. નૃશંસ–નીચ, નઠારો.

ગીતા વાક્ય:–''कालोऽस्मि लोकक्षय कृत्प्रवृध्धः એવો કાળ તને કોળિયો કરી ગયો, શોક પણ જૂનો થયો, પરંતુ પ્રેમમાધુર્યભરપૂર અનેક સ્મૃતિઓ તો એ ઝૂંટવી શકયો જ નહીં.

**પૃષ્ઠ—૨૧** સવિનયભંગની ૧૯૩૦ ની હિલચાલના પરિણામરુપ ગાંધી–ઇરવિન કરાર થયા હતા અને મહાસભાનો નૈતિક વિજય થયો ગણાતો હતો. ૧૯૩૨ ના બીજા તબક્કા વખતે આવી પરિસ્થિતિ નહોતી. તે છતાં આગલી લડતની વાતને, અને સત્યાગ્રહની લડતમાં હાર હોતીજ નથી એ માન્યતાને લક્ષમાં રાખી આ પંકતિઓ આલેખેલી–તે વખતની લેખકની મુગ્ધ મનોદશા પ્રતિબિંબિત કરે છે.

શ્રાંતિ–થાક. નૈવેદ્ય–પ્રસાદ. યુદ્ધક્ષેત્રના અને જેલજીવનના અનુભવો. શૈથિલ્ય–ઢીલાશ. સોણે–સ્વપ્ને. અનૂઠો–અનોખો. ધૂલિ–ધૂળ. રુક્ષ–સૂકા. શલ્ય–શળ કાંટો. પ્રાકતન–વિધિ, દૈવ. ગંગાના ઘાટે–અહીં માતૃગંગા. માનું નામ પણ **ગંગા,** કૃતાંત–કાળ, મૃત્યુ.

**પૃષ્ઠ—૨૪** વડોદરા રાજ્યની હદમાં થઇ નવસારી આગળ થઇને પૂર્ણા નદી વહે છે. નવસારી શહેર જયાં લેખકે પોતાના બાલ્યાવસ્થાનાં કેટલાંક વર્ષો વીતાડેલાં. એ શહેરનું નદી કિનારાનું અડોઅડ સ્મશાન જ્યાં લેખકની માતાના મૃતદેહને અગ્નિદાહ દેવામાં આવ્યો હતો.

અહીં ત્રણ વાચ્યાર્થ છે. પૂર્ણા સરિતા, જીવનસરિતા અને પરમગાન સરિતા. તટિની–નદી, જટિલ–અટપટી, વીથિ–નાનો રસ્તો. નિનાદ–અવાજ. ઝંકૃત–ઝંકારમય બનેલી. નિધન–મૃત્યુ. સ્પંદન-થડકાર, કંપ. આશ્લેષ–આલિંગન, માના દેહની અંતિમ સાની પૂર્ણાના જલમાં પધરાવેલી તે.

**પૃષ્ઠ—૨૬-૨૭** નિઠુર–ઘાતકી. જરા–વૃદ્ધાવસ્થા. વનચર–હિંસક પ્રાણી. વ્યાધિકીટ–રોગરૂપી કીડો. ગુપ્તવેશ–એટલા માટે કે રોગ શરીરમાં પેસતાં છાનો હોય છે ને પછી જ પ્રકટે છે, અંબુજ–કમલ. અનલ–અગ્નિ. સન્નિધિ–નિકટતા.

**પૃષ્ઠ—૨૮** મેદિની-પૃથ્વી, દુનિયા, બાષ્પબિંદુ—અશ્રુબિંદુ, ગંગોદક—ગંગાજળ.

**પૃષ્ઠ—૨૯** "નહિ કલ્યાણકૃત કશ્ચિત દુર્ગતિંમ્ તાત ગચ્છતિ" એ શ્રીકૃષ્ણ મુખથી અર્જુનને સાંપડેલ આશ્વાસનવચનો મને તો આશ્વાસનકારક લાગતાં નથી. ઊલટાનાં શંકા જન્માવે છે. તારાં શુભ કૃત્યોના બદલામાં તને સુખશાંતિ મળવા જોઈતાં હતાં. પરંતુ મા, તું અંતસુધી દુઃખી જ રહી.

પંક્તિ ૪૮૧ માં રોગભોગને બદલે રોગદોગ પાઠફેર પણ લેવો. પરમાશ્વાસન—મોટું સમાધાન. કમનીય—સુંદર. પૃથાપુત્ર—અર્જુન. કમલાધીશ—કૃષ્ણ. ચરમ—અંતિમ. અનવરત—અટક્યા વગર, સતત. શોર—સાદ, અવાજ. નમેરાં—નિર્દય.

**પૃષ્ઠ—૩૧** પંક્તિ ૫૦૯

ફોડી અનંતતાની પાળ ઉછળતા આવશું,<br>
તુજને વીંટી લઈશું સ્નેહે પરમ વિરાટ;<br>
સુરજન પ્રભુજીને છાનું જઈ કહેજો એટલું.

કવિ ખબરદારના એક ભાવપૂર્ણ ભજનની ઉપરની પંક્તિઓમાંથી પહેલી પંક્તિના શબ્દોની અસર અહીં છે.

મયંક—ચંદ્ર. વાસવ—ઇંદ્ર. મરજીવા—દરિયામાં ડુબકી દઈ મોતી કાઢનાર, ચીર—વસ્ત્ર.

**પૃષ્ઠ—૩૨** નાનાં મોટાં કરોડો મનુષ્યાલકો જે જીવનકલહથી કલાન્ત બનેલ છે તેઓ આવતી કાલની આશાના સ્વપ્નાના તંતુએજ જીવનને ટકાવી રાખે છે. સ્વપ્નદેવી, પરપ્રદેશોનાં સ્વપ્નમાં હવે મારું ચિત્ત રાચતું નથી. મને તો તું માનાં જ સ્વપ્ન દર્શન દે.

ત્રસ્ત—ત્રાસેલ. ભીત—બીધેલ જ્વલન—બળવું તે. જીર્ણશીર્ણ—તુટેલફૂટેલ. દોરીનું વિશેષણ જીર્ણ, જતનનું વિશેષણ શીર્ણ. શાવક—બચ્ચું.

**પૃષ્ઠ—૩૪** પ્રકૃતિના તત્વોને પ્રાર્થના છે કે માને શિરે ધીમા તપજો. ચન્દ્રને વિનંતિ છે કે ભવપ્રવાસથી કલાન્ત બનેલી માને શીતળ અમૃત સ્નાન કરાવજો વાયુને વિનવણી છે કે સંસારના ઊના વાયરાથી દાઝી ગયેલ માને શીતળતા વાઈ અનંત નિદ્રામાં પોઢાડજો.

સપ્રભ—તેજયુક્ત. સોમ—ચંદ્ર. મરુત—પવન.

નષ્ટ—નાશ પામવું તે. પ્રાવૃષ—આષાઢ શ્રાવણની વાદળી. બુદ્બુદ—પરપોટા. પહેલા "શું" જેવો, સમોના અર્થમાં, બીજો "શું" પ્રશ્નાર્થ.

**પૃષ્ઠ—૩૭** સ્વપ્નમાં અનેક જીવન જોયાં--અનેક રુપ જોયાં. તો સ્વપ્ન એ સત્ય જીવન છે? અથવા જીવન એ પણ સ્વપ્ન છે શું? અંતે પ્રતીતિ થાય છે કે જેમ સદેહે તું રોજ સૂતી ને પાછી જાગતી તેમ પેલા લોક વિષે પણ તું નિદ્રા લેવા ગઇ છે. પાછી જરૂર જાગશે.

**પૃષ્ઠ—૩૮** પેલો મહાન જગતપિતા જન્મ અને મૃત્યુના વિલક્ષણ નાચ કર્યા કરે છે, એના આનંદદર્શી નાચો તો જોયા હતા. પણ સંહારદર્શી તાંડવ નિહાળ્યાં નહોતાં. તે માટે નેત્ર ઝૂરતાં હતાં. તે નાચ પણ આંખોએ જોયા.

**પૃષ્ઠ—૩૯** મૃત માની એક છબી રહી નથી તેનો ઉલ્લેખ છે. ભસ્મ પણ સંઘરાઇ નથી.

વાસ્તવિક દૃષ્ટિએ કોઇપણ પ્રકારનું ચિન્હ, છબી કે સ્મારક કેટલું ચિરંજીવી અને સ્થાયી? આ શોકપ્રશસ્તિ પણ? એ ગમે તેમ હો, પણ માનવી દુનિયા છે ત્યાંસુધી માતાઅપત્યપ્રેમનો આ વિષય તો ચિરસ્થાયી છે જ અને રહેશે એ આશ્વાસન કાંઇ ઓછું છે?

# શુદ્ધિસૂચી

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૨૧ | પર સૃષ્ટિ | પરસૃષ્ટિ |
| ૯ | ૧૧૯ | ભયો | ભર્યો |
| ૧૬ | ૨૩૮ | રવના | રવ ના |
| ૨૦ | ૩૦૬ | તારા | તારાં |
| ૨૧ | ૩૨૮ | છટયો | છૂટયો |
| ૨૨ | ૩૪૮ | અન્નપૂણા | અન્નપૂર્ણા |
| ૨૩ | ૩૫૮ | સસ્વ<br>(થોડીક નકલોમાં જ) | સરવ |
| ૨૪ | ૩૬૭ | ઉભી | ઊભો |
| ૨૯ | ૪૭૪ | છાંડી | છાંડી |
| ,, | ૪૭૮ | આર્ત | આર્ત્ત |
| ,, | ૪૮૧ | જનક્ષીણ | જન ક્ષીણ |
| ,, | ૪૯૦ | નહીં | મહીં. |
| ૩૧ | ૪૯૯ | શોકાકૂલ | શોકાકુલ |
| ૨૭ | ૪૩૮ | શૂન્ય સિંધુમાં | શૂન્યસિંધુમાં |
| ૪૨ | ૮ | મોહ | મોદ |